'દેલવાડાકર' સીરિઝ.

"બાળ ગ્રંથાવળી ન-૧૦"

હરબાર્ટિયન રૂઢીના આધારે

# બાળ-બાગ.

## ભાગ બીજો.

સંગીત-આવૃત્તિ.

લખનાર
ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.
કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્તા.

મુંબઈ.
ગુજરાતી પ્રીંટીંગ પ્રેસમાં છાપી છે.

સને ૧૮૯૯.

દેલવાડાકર' સિરિઝ

બાળ ગ્રંથાવળી-નં. ૧૦

# હરબાર્ટિયન રૂઢીના આધારે

# બાળ—બાગ.

## ભાગ બીજો.

સંગીત—આવૃત્તિ.

રચનાર.

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક, તથા ગ્રંથકર્તા.

મુંબઇ.

ગુજરાતી પ્રીંટીંગ પ્રેસમાં છાપી છે.

સને ૧૮૯૯.

# પ્રસ્તાવના.

આ 'બાળ-બાગ'ના પ્રથમ ભાગમાં ઘટતું વિવેચન કરવામાં આવ્યું છે, તે તરફ દરેકનું લક્ષ ખેંચવાની રજા લઉં છું. આ પુસ્તકની શરૂઆત સહેલા વિષયથી કરીને છેવટે ગંભીર વિષયોથી પુર્ણ કરવામાં આવી છે. જો કે એટલેથીજ આ વિષય પુર્ણ થએલો માની શકાય નહિ, તો પણ હાલમાં જ્યાં સુધી વિશેષ વિષય ચાલે નહિ, ત્યાં સુધી પૂર્ણ ગણીને આ બાબત એટલે સુધીજ પ્રકટ કરી છે.

આ પુસ્તકમાં સમાયલાં ગાયનો, અગર જો શિક્ષકના અજાણપણાને લીધે રાગમાં ગવાઇ શકાય નહિ, તો પણ તેની અંદરની ગંભીર ને ભેદભરી બાબતોજ શીખવવામાં આવે તો તેથી ઓછો લાભ થશે નહિ.

ચોથા ધોરણથી શરૂ કરીને ગમે તે ઉપલાં ધોરણને આ બાબત અનુકુળ થઇ પડશે.

મુંબઇ શરદ્પુનમ }
૧૯૫૫. }

કર્તા.




હેલવાડાકર સીરિઝ.

# હરબાર્ટિયન રૂઢીના આધારે

# બાળ—બાગ.

## ભાગ બીજો.

(સંગીત આવૃત્તિ.)

## કિન્ડરગાર્ટન રૂઢીનો વિજય !*

**યમન-કલ્યાણ. ગત.**

બાળ રમત ગમ્મત સુંદર, ચાલ નિરખ **બાળ બાગ**
**પેસ્ટૉલોજી** કૃત ગુંથણી, વિરાજીત શોભિત શી ?—
પહેલી પહેલ-કીધી સ્હેલ;
સૌ કળબળથી જોયું જેણે, અજવાળું કંઇ પાડયું તેણે;
નવલ રૂઢી આ ન્યાળી તેણે, પણ અદકું નવ માન—
ગણતર અતી સરસ ગણી.
**ફ્રૉબેલે** વિચારી સુધારી-દુર્બિન ધારી, મતિવાલી
સરલ સફલ કરી બહુ નવલરૂઢી સારી-**ગણતર**
**હરબાર્ટે** ચણુતર, કરી આ ભણતર. ઘરઘર આગળ સુખકારી
**કિન્ડરગાર્ટન** બતાવી બાળને હસાવી રમાડી,
સ્હેલી સ્હેલી રૂઢી વ્હેલી શીખ્યાં પહેલી—
આ હા. હા. હા.હા. હા. હા. હા. **બાળ**

* કિન્ડરગાર્ટન રૂઢીના કર્ત્તા, અને તેનાં કામ વિષે.




# સરગમ.*

સારેગ-રેગમ-ગમપ-મપધ-પધની-ધનીસા.
સાનીધ-નીધપ-ધપમ-પમગ-મગરે-ગરેસા.

---

સારેગમ-રેગમપ-ગમપધ-મપધની પધનીસા.
સાનીધપ-નીધપમ-ધપમગ--પમગરે મગરેસા.

---

## કલ્યાણ.

સા ગ-સા મ-પ મ ગ રે સા સા સા.
સા રે ગ મ પ-પ મ ગ રે સા સા સા.
સારેગ-રેગમ-ગમપ-મપધ-પધની-ધ ની સા.
સા ની ધ પ મ ગ રે સા.
સા ગ, રે મ, ગ પ, મ ધ, પ ની, ધ સા,
સા ની ધ પ મ ગ રે સા.

---

## કાફી-ગત.

સા રે ગ મ પ મ ગ રે-મ ગ રે સા
સા રે ગ મ પ મ-ની ધ ની ધ પ મ ગ રે સા-ટેક.
પ પ પ ધ ની સા-( હાં. હાં. ) ગરે મગરે
સા ની સા ની ધ પ મ ગ રે સા.
સારેગ-રેગમ-ગમપ-મપધ-પધની-ધનીસા.
સાનીધ-નીધપ-ધપમ-પમગ મગરે-ગરેસા.
ગરેસાસા-નીધપપ-ધપમમ-પમગગ-મગરેરે-ગરેસા.

---

* કોઇ પણ રાગમાં ગવાશે.






## પીલુ-તિલાણા.

તનન તોમ તનન તોમ તોમ તનનન
નાદર દર દીમ દીમ તાદીમ દીમ તનનન
દીમ દીમ દીમ દીમ ત ન ન ન ન ન ન ન
દીમ દીમ દીમ દીન ત ન ન ન ન ન ન ન—નાદર
ધીટ ધીટ ધીટ ધા-નગ નગ નગ તોમ
તનનન તનનન તોમ—સનનન સનનન તોમ
તનનન તનનન તોમ—સનનન સનનમ થોમ
ધીટ ધીટ ધા-ધીટ ધીટ ધા-ધીટ ધીટ ધા
કિડાન ધીટ ધા-કિડાન ધીટ ધા-કિડાન ધીટ ધા-તનનન

# જગકર્ત્તા.

## યમન-કલ્યાણ-ધ્રૂપદ.

તું છે એક સરજનાર ગગન ભૂમી ને પાતાળ;
સૂરજ ચંદ્ર તેજદાર—અધર સહુ ચલાવ તૂજ—તું૦
પવન શિતળ પાણી ધાર, સકળને બતાવી વાટ;
તરૂવર પશુ પંખી જાત, અવર બહુ બનાવ તૂજ—તું૦
અન્ન લીલોતરી અપાર, જન પ્રાણીનો આધાર;
અન્ય તારા બહુ આભાર-અજબ રમ ઉડાવ તૂજ—તું૦




# બગલો-ભગત.*

ઝિંઝોટી-(જળ ભરન જાત) રાગ.

બગલો ગુણ ગંભિર ધ્યાન ધરે,
જળનાં જીવડાં ગુણવાન ગણે-ટેક૦
પણ જ્યાં નજદીક જીવો ફરતાં,
ઝડપી મુખ માંહી ધરે ન ડરે-૧
કપટી જન તેમ ભલા જનને,
ગુણવાન રૂપે છળભેદ કરે;
ગુણ પારખી પાડે પ્રસંગ પછી,
ન ઠગાય કદી જગમાંહિં ખરે-બગલો૦



* લુચ્ચા લોકો, ઉપરથી સારા ગુણનો દેખાવ કરીને ભોળાં માણસને ઠગી લહે છે, તે વિષે.

# કોયલનાં ઈંડાં.*

**પીલુ (સજની લાવ ફુલ થાળ ભરીને) રાગ.**

ચતૂર કાગડો કરે ચપળાઇ,
કોયલથી નકી જાય ઠગાઇ. **ટેક.**

કોયલ ઈંડાં હરિ કાગાનાં, મૂકે પોતાનાં મલકાઇ;
સેવે કાગો સ્નેહ ધરીને, પોતાનાં ગણીને મનમાંહી-ટેક
બોલે જ્યારે કોયલ બચ્ચાં, જાણે ત્યારે નિજ મૂર્ખાઇ;
ચંચળને પણ છેતરનારાં, દુનિયામાં છે શેર સવાઇ-ચતૂર.

---

# કાળી કોસી.†

**પરજ-કાલિંગડો-(શુદ્ધ લાગ રહી)-રાગ.**

નબળાં નીરખી ન ઠગાવું,
બળવંતાં કરતાં અતી ગાવું રે-નબળાં

**કાળી કોસી** ચકલાં જેવી, તોપણ જોર જગાવ્યું;-૧
દર પંખીનાં પીંછાં ખેંચી, ઘર પોતાનું બનાવ્યું.-૨

---

* 'શેર માથે સવા શેર' વિષે.
† 'દેખાવમાં નબળાં પણ કૌવતમાં બળવંત' વિષે.

# હંસના ટોળામાં કાગડો.*

## ખમાચ-(કયસી શોભા ચંદ્રવદનકી)

કાગાજીનું મન મલકાયું;
હંસના ટોળામાં મન ધાયું.-ટેક
હંસે કાગાજીને પિછાણ્યો, ચાંચે હણાયો, અંતે ન ફાવ્યું-૧
જાત તજી પરજાત વસાવી, આખર એનું મોતજ આવ્યું-૨
ભાન ભૂલી નર જાત વગોવે, છેવટ તેણે કુળ ડુબાવ્યું-૩

---

# કસ્તૂરી મૃગ.†

## ધન્યાશ્રી-(વૃથાકર્યો બોલ)-રાગ.

મૂરખ મૃગ કંઇ કંઇ વાતે ઠગાય;
મન અથડાવે તેમ અથડાય-**મૂરખ**
કસ્તૂરીની સુગંધ વડે મન વનવન જઇ ભટકાય-**મૂરખ**
છે પોતાની પાસ વસેલી, તો પણ નહિ સમજાય-**મૂરખ**
સાપ, ડૂંટીમાં ડંસ કરે તવ, તે નિરખી પસ્તાય-**મૂરખ**

---

* 'પોતાની જાત તજી વટલી જનાર' વિષે.
† 'એક ઇશને તજીને મંદિરે મંદિરે ભટકવા' વિષે.

# ભમરી.*

**માલકંસ (દુશમન બનબન મનમોરા) રાગ.**

ભમરી નિજ સ્વરૂપ બનાવા;
જીવડાં પકડેજ ફસાવા-**ભમરી**
પરજીવ પ્રાણી નિજદર ઘાલી રંગરૂપ બદલાવા;
કરે પ્રયત્ન બહુ છળબળથી, જાતિ ગુણ બતલાવા-**ભમરી**
ઘણા ઠગારા જન જગમાંહે ફરે સકલને ફસાવા;
નિજ સરખા કરીને સુખમાને, ફસે મૂરખ દુઃખિથાવા-**ભમરી**

# રસિક કોયલડી.†

**મલ્હાર કુમરો-(કોયલીયાં કાહેકો સતાવે ?) રાગ.**

કોયલડી! ટહુકે સુણાવે,
સહેલી સુર મધુરા ઉડાવે મધુવન;
હરખી ગજાવે નીરખી જનને સૂર અંતર છુપાવે,
જીગર જાન બહેલાવે-**કોયલડી૦**
કોયલડી! બોલ બોલ મનોહર સુર બોલ,
એની ? બતાવ સુર, શીખિયે ગાતાં મધુર;
સરસ સરસ ગા તું વા'લી એની હો!-**કોયલડી૦**

* 'કેટલાક આડંબર કરનારા, બીજા જીવને પોતાના રૂપમાં ફેરવી નાખે છે' તે વિષે.

† સુંદર કંઠથી ગાવાની ટેવ રાખવા વિષે.

# અધિરી કોયલડી.*

## ઝિંઝોટી-(મનહર મૂર્તિ ત્રિભુવનની) રાગ.

કોયલડી થઇ અધીરી, કાચી કેરી નીરખીને-ટેક૦
ખટાશે તો દાંતો ખોઇ, પાકી કેરી જોઇ રોઇ;
ન ખવાણી જ્યારે જાણી, પસ્તાણી દુઃખ પરખીને-૧
અધીરાઇનાં ફળ દીઠાં, તજાયાં નકી ફળ મીઠાં;
ધિરજથી જો રહેશે મેળવશે ફળ હરખીને-કોયલ૦

---

# પંખિના માળા.*

## ઝિંઝોટી-જલદ.

મધુર સરોદ સુણાવે સુંદર તરૂવર પર પંખી,
હળમળતાં મનગમતાં સર્વે ગાય સકલ પંખી-ટેક
સાફ હવા લેતાં ડાળીપર બેસી મન હરખી,
કર્યું છાપરૂં માળાપર વરસાદ તુરત પરખી;
ઠંડી વાય માટે માળા મહિં હુંફ ભરી સરખી,
ઉડી ચણે ચારો સહુ સંપે, ઉદ્યોગી પંખી;
વન રમવા-સહુ ફરવા જઇએ સાથ બાળ પંખી-મધુર

* અધિરાઈનાં કડવાં ફળ ચાખવા વિષે.
† 'પંખી જાત પણ તંદુરસ્ત રહે છે' એ વિષે.

# વહાલું પંખી.*

## દેશ-(ગુમન-ફુલેરે)

મુજને વા'લું રે,
બેની! સકળ પંખી જાત મહિં, નવીન સુંદર જાત અહિં
લાવીછું તુજ સારૂ-**મુજને**
મધુવન-દ્રૂમ બેસી મધૂર-કરત ગાન સુંદર સૂર;
રમત ગમતવાળું
ગાયે ગીત નીત હિત-આણી પ્રીત નિજ ચિત્ત
કંઠ મધુરનું કવિત-લાગે મને પ્યારૂં રે-**મુજને**

---

# ઘડિયાળ.†

## ઝિંઝોટી (નાટક દુનિયાનુ દર્પણ)-રાગ.

ઘડિયાળ ઘડિ પળ ચાલી બરાબર સરખો વખત બતાવે,
નિયમ ચૂકે નહિ જરા કદિ, સૂરજ ગતિ સરખાવે-**ટેક૦**
ટણકાર કરીને સાઠ મીનીટે, એક અવર સમજાવે;
આઠ પહોર ચોવિશ અવરમાં, દીન રાત લાવે-**ઘડિ૦**
થાકયા વિણ કામ ચલાવે,
કંટાળો પણ નવ આવે;
નિયમવંત ફત્તેહ મેળવતાં, એમજ દર કામે-**ઘડિ૦**

---

* બેન, ભાઇની નિર્દોષ રમત-વિષે.
† નિયમ રાખીને, ઉમંગથી કામ કરવા વિષે.

# સૂરજનું કિરણ.*

**દેશ.**

મારી બારીએથી જોઇ મેં મજા,
મજા રે ભલીભાત ત્યાંથી જોઉં;
સૂરજ ચંદ્ર ને તારા-**મારી૦**
કીરણો સૂરજ આવે-ઉજાસ લાવે,
તેથી ઘર શોભતું સારૂં-સારૂં રે ભલી-**મારી૦**

**ગોડ સારંગ.**

મન મારૂં મલકાયે ધાયે,
જોઉં જોઉં બારીમાં;
ખીલી સુશોભિત ચંદની રાતે-અજવાળું આવે-**મન૦**
ખુશ મન શિતળતાયે થાયે-ખરી હવા તાજી અહીં વાયે,
ગુણ સૌ બારીમાં. **મન૦**

---

* ઘરમાં સાફ હવા અને સૂરજનો તડકો લેવા વિષે.

## સુખડ.*

ઝિંઝોટી-(ઉડો મન જા)-રાગ

સુગંધી નહિ કદી ચંદન છોડે
બાળે ભલે કડકા કરી તોડે-ટેક
જેમ પિલાયે શેરડી સંચે;
શુદ્ધ મિઠાસ ન છોડે-સુગંધી
તેમ સજન નિર્ધન પણ થાયે;
વાસ ખવાસ રેહ જોડે-સુગંધી

---

## જીભ.†

કાફી-ગજલ (ઓ જગદીશ આવો) રાગ.

ઓ જીભડી ગઇ તું એકલી કયમ કયાં છુપાઇ,
બકી જેમ તેમ તુ કરવા બચાવ ગઇ લપાઇ-ઓ
કરે તું કામ એવું ને સહે દુ:ખ અંગ બાઇ;
ફરે ઘડિયાળ કાંટો, માર ખાયે છે ઘંટીઆઇ-ઓ
કરે કોઇ કામ કૂડાં, ને સહે કોઇ અંગ માંહિ;
રીતિ ઉલટી એ ચાલે, જગતમાં કેવી રે નવાઇ-ઓ

---

* વિચારવંત ને કુળવાન માણસ સદ્દગુણ છોડે નહિ તે વિષે. † ભુંડા માણસ દોષ કરે ને નિર્દોષને ભોગવવું પડે, તે વિષે.

# દરિયામાં ડોલતું વહાણ.*

## સોરઠ-મલ્હાર.

ભર દરિયે ભલું વહાણ જે ડોલે,
પૂર પવનના એકત્ર જોરે-ભર૦
ખડક પરે અથડે પલવારે-તેમ તોફાન વધે ભય જોડે-૧
સુન્ય દિશાથી સૂઝે નહિ આરે, આફતે ઉગરે ધિરજ વોર્યે-૨

---

# તાર!†

## પીલુ-(સૌ સંપે રહિએ)-રાગ.

ઝનનન કરતો જાઉં!
પલક એકમાં પહોંચાડું ખબરો લાખો ગાઉં-ઝનનન૦
ઈંગ્લંડ, અમેરિકા જાઉં!
કેપ ગુડ નાતાલ ગણાવું;
હિંદુસ્તાને સપાટે આવું!
ભાવ, તાલ ખુશ ખબર જણાવું;
કદિ નહિ અમકાવું! ઝનનન૦
તાર ઉપર જીવતર છે મારૂં,
હવે થશે વિજળી તન પ્યારૂં;
અધર જઈશ આવીશ અધાર્યું,
તરત ખબર લાવીશ સૌ સારૂં;
જન્મીશ ફરી વારૂ! ઝનનન૦

---

* વિપત્તિમાં ધિરજ રાખવા વિષે.
† ચંત્ર કળાની ખુબી વિષે,

## આગગાડીનું ઇનજીન.*

### કાફી.

ભખ ભખ ભસી ભડકાવું!-ધૂમાડે-
સીસોડી વગાડી, પશુઓ નસાડી.-ભખ૦
પાણી કોલસો પુર્ણ મળે જો,
નેસબંધ ચાલું હું બળે તો;
વેગ ભેર લઇ જાવું-હજારો લોક-સેંકડો ગાઉ-ભ૦

---

## સૂરજનાં કીર્ણ!†

### કાલિંગડો-ગજલ.

જગતને ઉપયોગી થાવા, કામ મારૂં હું આદરૂં છું હું;
કાપીને અંધારૂં, આપું રોશની ભલીભાતે જો હું!-ટેક.
ગરમીનો ગુણ મારો પણ, અગ્નિ થકી તો નિરાળો હું છું;
બહુ જીવો પેદા કરૂં, ઝેરી કીડાને મારૂં છું હું-જગત
સરદીને ટાળી દઉં, ગરમી ખરી પેદા કરૂં છું;
ઝાડ-પાન-ફુલો, ફળો, નીપજાવવા બળવંત હું છું-જગત
ભરતી ઓટ બતાવું સિંધુ, ધાન્યને જોમ આપું છું હું;
પૃથ્વીની ધરીયે ફરીને ફર્જ દીન બજાવું છું હું!-જગત

---

* ખોરાકના જોરે બળ વધવા વિષે.
† કુદરતે જે વસ્તુ કરી છે, તેનો ઉપયોગ સમજાવા વિષે.

## હંસનો સદ્ગુણ.*

કાલિંગડો-(મનોહર સુંદર ઉપવન જાણ)-રાગ

ખરો ગુણ કો'થી હરિ ન શકાય!
કોડ કરે જ ઉપાય- ખરો૦
હંસ ઉપર વિધી થયો વાંકો, પાણી તળાવે સુકાવે;
પણ મોતી ચરવાના ગુણને, કેમ કરીને ઉડાવે!-ખરો૦
દુધ અને જળ મિશ્ર મહિંથી, દુધ પીયે બસ હંસો;
ભાત પડી ભલી તન પટોળીયે, ફાટયે ન જાયે અંશો-ખરો૦

## કમળપર ભમતો ભમરો.†

માંડ-(પ્રીતિના પંથનો) રાગ.

ભાન ભૂલી ભમરો ભમતો ચુમવા રસ મીઠો અપાર;
પ્રેમ કમળપર મસ્ત બની લપટાઇ ગયો હદ બહાર-ટેક.
જોઇ મીઠો રસ લોભાયો લાલચે, બીડાયું કમળ જે વાર;
ફોકટ ફાંફાં તે મારી મુવો, નીકલાયું નહિ જરી બહાર
ભાન૦
મોજ શોખમાં મસ્ત થઇ, કરે વધુ ન વિચાર;
સ્વારથમાંહે અંધ થઇ, ગોથાં ખાય ગમાર.
ખાઇ શકયો નહિ, ખોયું બધું જગ સૂખ ગયું ગુલજાર;
પ્રેમ-ભાન

---

* અદેખાં માણસોથી ભલાંની ભલાઈ તોડી શકાતી નથી તે વિષે.

† સંસારની જાળમાં લપટાઈને ફરજ ન સમજવા વિષે.

# નદીનાં મીઠાં પાણી*

આશાવરી.

મીઠાં પાણી પાઉં-નદીનાં-
ખળખળ વહેતાં, લહેરો લેતાં-મીઠાં૦
મેલું ધૂવે કચરો કોઇ નાંખે, તો પણ હું હરખાઉં !-નદીનાં૦
સારૂં કહે, નરસું કોઇ બોલે, મોટમની થઇ જાઉં !-નદીનાં૦



# હાથી અને કીડિયો.†

(યહી બદીમે પાયા)-રાગ.

રે મસ્ત હાથી ! મદ ટાલ-હળવે ચાલ
કંઇ તો નીચું તુ નિહાલ-ભાળ નાનાં જીવડાંને બાળ
જો જરા નરમ થઇ હાલ-શા છે હાલ
કીધો તુજને હદ બહાર-વડો તે હણવા નહિ જીવ હાર.
નાનાનું પાલન કરવું, મોટાંએ ધ્યાને ધરવું;
નિજ ફરજ વિચારી ડરવું.
નહિ થાવું એમ ગમાર-જો તો ચાલ-કીધો-રે૦

* ભલાં માણસો, જગતનું ભલું કરતી વખતે, પર નિંદાની કે કીર્તિ મેળવવાની કશી દરકાર કરતાં નથી, એ વિષે.

† મોટાઇમાં છકી ન જવા વિષે.

## ભૂલો પડેલો ભમરો.*

### કાફી-(ફાગુનકે દીન ચાર)-રાગ.

ભૂલ્યો મધૂકર ભાને-હઠીલો!
હઠ કરી રાને-ભૂલ્યો૦
માલતીની મધુવાસ તજીને, ચંપે ગયો મન માન્યે;
સાચું તજી સૂખ, દુ;ખજ વોર્યું. જઇ અથડયો જે અજાણે;
ગુમાવ્યો જન્મ કટાણે-ભૂલ્યો૦

---

## બાળકનું બુલબુલ.†

### ધન્યાશ્રી-પદ.

બાળકને બુલબુલ બહુ પ્યારૂં,
બસ સુંદર ગાયન સારૂ- **બાળક૦**
જેમ હરણને મુરલી પ્યારી, સાપને સંગિત વ્હાલું-**બાળક૦**
જેમ મધૂકર ચાહે કમળને, નિર્ધનને ધન પ્યારૂં-**બાળક૦**
માતાને બાળક ગમતું બહુ, ભૂખ્યાને અન સારૂં-**બાળક૦**

---

* પોતાનું સંસાર સુખ તજી, પરમાં દુઃખી થવા વિષે.
† પક્ષીપર બાળકના પ્રેમ વિષે.

# માબાપની સેવા.

## કાલિંગડો.

માત પિતાનાં સાચાં સુખોનું વર્ણન કીધું ન જાય,
જેનો અસંખ્ય આભાર-આપ્યો જેણે અવતાર;
કોણે વાળ્યો પાડ-**વર્ણન-માત૦**
બાળક પાળે માળી સમ, જેમ ઉછેરી ઝાડ,
રક્ષણ રાત દિવસ કરે, જેમ ફુલની વાડ.

## આશાવરી.

ઉછેરે પ્રેમ ધરી માતા-અધિક ઉમંગે-લઇને ઉછંગે,-
હસીને હસાવે ગહુ ઉછરંગે-સુંદર ગીત ગાતાં-**ઉછેરે૦**
ચોળીને નવરાવે ઉમંગે, ખુશી થઇ ખવરાવે સંગે;
પ્રીતેથી પોઢાડે પલંગે, નીરખી હરખાતાં-વહાલાં!
એવાં માત પિતા તણી સેવા,-
કેમ ભૂલાયે અમૃત મેવા-જે તન સુખદાતા-**ઉછેરે૦**
સુખ છાંયો માબાપનો, જેમ ફુલપર પાન;
પ્રેમ અધિક જે દાખવે, જળ ને મીન સમાન.
**વર્ણન૦-માત૦**

## આંબાડાળી.*

**પીલુ-(દીલદારકે દરસવા) રાગ.**

ગુલજાર આંબો નમતો નીચે ઝોકા ખાતો જાય-ટેક
ઘટાદાર છાંયાવાળો રસીલો મીઠાં ફળવાળો;
જગ-પંખિડાને આપે આંબાકેરી રાજી થાય-ગુલજાર
તેમ રૂડી કેળવણીની છટાદાર છાયા જેની;
નમે ધીમે ધીમે. આંબાડાળી પેડે જગતમાંય-ગુલજાર

---

## દીવો.*

**ભેરવી.—હંસીછંદ (ગઇ ગુજરીને યાદ) રાગ.**

ઝળહળતો દીવો અજવાળું તેલવડે તો આપે છે,
બાળક પણ અક્કલથી જગમાં, અંધારૂ બહુ કાપે છે.
જેમ ચમકે લોઢું વાપરવાં, કાટ નજીક ન આવે છે,
બાળક, બુદ્ધિને વાપરતાં, શુદ્ધ વિચાર બતાવે છે.
દીવો દે અજવાળું પણ કાજળને સાથે લાવે છે,
સૌ સદ્‌ગુણે એક અવગુણ તજે તો જગમાં ફાવે છે.

---

* સાચી વસ્તુ સુગંધ ને મીઠાસ આપીને નમતી રહે છે એ વિષે. * બાળકે દરરોજ કંઇ ને કંઇ જ્ઞાન મેળવીને, સદ્‌ગુણી થવા વિષે.

# વરસાદ.

કાનડો (ગુનભરી ધૂન મોરી સુન) રાગ.

સનનન મેહુલા વરસે
બને ઘનઘોર ગગન વાદળથી
ચડી ચડી ઘનનન ગરજે-સનનન
દામની દમકે-ચકોર ચમકે,
ટહુકે મોર રહી ઠમકે;
ઝાડે પંખિઓ ઠંડથી ધમકે,
તરસે બપૈયા તરસે-સનનન

# વરસાદની છત્રી.*

દેશ (તોરા મનકી કહુ ન)-રાગ.

જો રે ધીમે ધીમે વરસાદ આવે, તન ભીંજાવેરે
પવન શિતળ સાથે લાવે, વળી તોફાન બહુ મચાવે
જગતને જળમય બનાવે-પળે ડુબાવે પળે તરાવે
ચતુર બાળ-કરવિચાર, કર લઇ છત્રી તું ચાલ
નહિ તો ઝપટ લાગશે બાળ, જો સમજ આવેરે-જોરે

* જગતમાં પડતી ચડતીનો વરસાદ આવે છે માટે અનુભવની છત્રી ઓઢી ચાલવા વિષે.

# દરિયાના મોઝા.*

**બિહાગ-(હીરાં લાવન દે રે) રાગ.**

ભરવાને સાગર પાણી,
ચાલી સખી સરવે શાણી-**ભર૦**

ઉંચા નીચા સિંધુ તરંગો સહન કરતાં જાણી;
સુખ દુઃખનો મોજો સેવે મીન-સર્વે સમજી જ્ઞાની-**ભર૦**

---

# ઉદ્યોગ.*

**ખમાચ-(અલબેલો સૈંયાં) રાગ.**

ખીલે છે ડાળે, ફુલ પછી ફળ આ (૨) **ટેક૦**

ગાજે પછી વરસે ગગનેથી
મેઘ ભૂમી તળમાં-**ખીલે છે૦**

ઉદ્યમ સાથે ભાગ્ય જડયું છે,
યત્ન કરો વળતાં-**ખીલે છે૦**

* જગતમાં સુખ દુઃખ ધિરજથી સેવવા વિષે.
* દરેક ભાગ્યપર આધાર ન રાખતાં ઉદ્યમ કરવો એ વિષે.

# સત્કારજ.*

**દેશ-(મારા હૈયાકેરા હાર)-રાગ**

સત કારજનાં ફળ સાચ જગતમાં સદા અમર રેહેશે-ટેક.
માટીમાં ફુલડાં જઇ મળશે, કદી સુગંધી નહિ પરહરશે;
સદ્ગુણ સાચો નકી સુધા સરખો અચળ રહેશેરે-**સત**
તેમ જગતમાં શુભ કામોની, યાદ સુગંધી રહે તમોની;
કરશે ઉત્તમ કામ જગતમાં અખંડ તો રહેશેરે-**સત**

---

# પરોપકાર.*

**સારંગ ગજલ-(ઠંડી આ હેડેકી) રાગ**

ડાળી આ ઝાડોની ઝૂલતી નમતી ફળ આવવાથી,
વાદળીયો જળે ભરી નમતી આકાશે જતી **ડાળી**
સાચા સજ્જન દ્રવ્યથી નમે, ગર્વ સર્વ તજી;
પરોપકારીઓ તેમ સૌ નમે કીર્તિ પામવાથી-**ડાળી**

---

* સારાં કામ સદાને માટે કાયમ રહેશે તે વિષે.
* ભલા લોકો જેમ જેમ મોટાઇ મેળવે છે તેમ તેમ નમતા જાય છે એ વિષે.

# ઉન્હાળાનું છેલ્લું ગુલાબ.*

છોકરી                    લલિતછંદ.

ફુલ ગુલાબનાં તું ખરી જશે,
નહિ ગમે મને દુઃખ તો થશે,
તુજ વિના પછી ક્યાં જઇ રહું ?
ઉજડ બાગમાં હું નહિ ફરૂં ?

ગુલાબ-      બરવો-(થયા છો રે) રાગ.

ગભરા ના સખી તજ મંન ચિન્તા દીલમાં ન જા ડરી
દિલમાં ન જા ડરી હાંરે એની દિલમાં ન જા ડરી-ટેક૦
ખરી જઇશ હું ખરી વાત પણ રૂતુમાં ફરી જન્માય;
ખરી પડવું, ફરી વધવું, મધ મધવું, વન જગવું
પછી મોસમ ઉતરતાં વળી મરવું ચકરી ફરી ફરી-
ગભરા

* છોકરી, ગુલાબનાં ફુલની થનારી ગેરહાજરી માટે દિલગીરિ જાહેર કરે છે ત્યારે ગુલાબ કહે છે કે-રૂતુ આવતાં હું પાછું તને મળીશ. મતલબ કે જન્મવું ને મરવું એ સર્વને માટે સરજેલુંજ છે તે વિષે.

છોકરી—

તને ના જોઉં રે-મને ગોડે ન બાગે ગુલાબ,
આજે રીઝાવે તું કાલે રડાવે,
દેખાડે લેખાડે ખ્વાબ-**તને૦**

ઋતુમાં રમાડી મ્હાલ, કઋતે કરી દે કાલ
એવા ગમે ના એ ઢંગ,

તરસાવે! ટવળાવે! ભરમાવે! કરમાવે! કાં ન આવે!
ખીલાવે રંગ— **તને**

**ગુલાબ**—જગત પતંગરૂપ-આવે જાય પાણી કૂપ
નવા નવા જો તું ઢંગ.,
પ્રિય એની! તું શેની! ગભરાયે મન કે'ની!
ધિરજ તું ધરની-ઉમંગ-**તને**

# બાળબાગનાં ફુલડાં.*

## આશાવરી (પ્યારા ભાઈ વધાવું રે) રાગ.

અમે સૌ બાગ વિષે જનમ્યાં !
સહુજન મનમાં ગમ્યાં, તનમાં રમ્યાં, વનમાં
ભમ્યાં-બાગ૦
પવન લહેરથી, ઝુલ્યાં ફુલ્યાં ખુલ્યાં ખંતથી
રમત ગમતમાં-સરસ લપટમાં;
ભલી નાની ભૂલકી આવી, ટોપલી લાવી
ચુંટીને ભર્યાં બાગ૦

## (બહુ થયો આભાર)

બધાં લ્હે ઉમંગથી અમને,
ખરૂં કહિયે તમને બધાં૦

ફુલદાનીમાં અમને મૂકી મીઠી નજરથી જોય.
મન પ્રફુલ્લિત થાય સૌનાં, ગરીબ તવંગર કોય
સુગંધી કરે અલક ગમને-ખરૂં૦ બધાં૦

* બાગમાં ફુલો જેમ સુગંધ આપીને ખીલતાં જાય છે. તેમ બાળકો પણ વિદ્યાની સુગંધી દેતાં ખીલે છે તે વિષે.

# બાળ—બાગ.*

કાફી-(આ પાહુની દીન આર્ય જનનીલા) રાગ.

જો સુંદર કેવી ખીલી ફુલવાડી.
હરિયાળી વનવાડી જગમાળી,
ખીલવે ન્યારી ન્યારી-જો૦
નવરંગી ફુલ કળિયો ડોલે,
સુંદર મનહર ડાળી ડાળી;
લપટ પવનથી ખીલતી વળતી,
પમરાટે હદવાળી-જો૦
ભમર કરે ગુંજારવ કમળે,
ગુલપર બુલબુલની બલિહારી;
સુક મેનાં કોયલ સૌ પંખી,
ગુણ ગાયે ગિરીધારી-જો૦



* જુદાં ફુલડાં, જુદાં જુદાં ગુણ બતાવે છે તે વિષે.

# બાગનું બુલબુલ.*

## કાફી તિલાણો-(તોરા કાવર કાદાર) રાગ.

બોલે બુલબુલ મધુર સુરવાળું !

છે પ્યારૂં પંખી પ્રેમની વાણીનું, માનવને સૌ પ્રાણીશું
જગમાં જાણીતું વનમાં લાગે ન્યારૂં ન્યારૂં (૨)-**બોલે૦**
મોરલા બોલતા જાણે, કોયલ ટહુકા મીઠા કરતી,
પણ તે લેતાં તાન-ભૂલું પડતું ભાન, જુદી પડતી વાણ;
ઓ બુલબુલ ! તારૂં-ગાયન પ્યારૂં ન્યારૂં ન્યારૂં,
પંથી પળભર થંભી સુણતાં ગાયન પ્યારૂં;
લોભાવે મોહાવે ચારૂ. **બોલે૦**

* સુંદર વાણીથી જગતને વશ કરવા વિષે.

# ફુલવાડી.*

**જીલ્હા (બુલબુલ ભમે સગુણ) રાગ,**

મનહર ખીલી રસિક ફુલવાડી.
ખુશરંગ કળિસંગ નવરંગ ફુલઢંગ
ગુલઝારમાં ફુલ બ્હારમાં-આહા!-ખીલી૦

કળિયો ગુલાબી નરી,
વળી સુગંધે ભરી;
બટ મોગરે હદ કરી

મધુવનમાં ગુલશનમાં જન મનમાં,
લ્હેકી લપટ ફુલભરી પવનમાં મળી સુગંધી હરી
આપે હરિયાળી-મનહર૦

---

* ઉઘરતાં બાળકોનાં ખીલતાં મગજ વિષે.

# કુદરતની ખૂબીઓ.*

**ભૈરવી-(સનનન મોહે)** રાગ

રંગ રંગી ફુલો ઝુલાઇ જો જાય
ખેતરોની વાડોપર વેલા વિંટલાયે-**રંગ**
કોઇ તો બેઠાં જાણે નમાવી શીરને ગાયે પ્રભુનાં
મધુરવાં ગાન;
કોઇ તો બેઠાં જાણે બસ ધ્યાન ધરતાં, આ જુઓ
જુઓ કૌતક આ થાય-**રંગ**

**ભૈરવી ઠુમરી-(મેંતો સેજરીયાંપે)**-રાગ

ઋત થઇ વસંતની પુરીરે
થઇ પુરીરે ન અધુરીરે-**ઋત**
આજ ઉન્હાળો, આવ્યો ખરે છે
ફળી ઝાડોની ખીલીરે-**ઋત**
ફળિ ફળિપર મોર છે, દિસે દિશા ભરપૂર;
ઘટા ઘણીજ છવાઇ ત્યાં અગન થઇ છે દૂર.

---

* નાનો છોડ પણ ઇશ્વરને નમે છે, તો બાળકે પણ તેને નમીને ચાલવું એ વિષે.

# ગુલાબ.*

## આશાવરી.

મળી સૌ બાળકો સંગે, લહો ફુલવાસ ઉછરંગે;
ખીલ્યાં છે ફુલ સરસ રંગે, ઝુમે છે જો અજબ ઢંગે-ટેક.
ખીલેલું જો ગુલાબી ગુલ, ખવાસે પાદશાહી ફુલ;
ભપકથી ઝુમતું અણમૂલ, સુગંધે ડોલતું સંગે-**ભલી**
ખીલ્યું ઉપવન શું? સરસ આ ખીલ્યું ઉપવન શું?

કાંટાની ડાળીપર ઝુલતું.
આતસ રંગે સરસ મન ગમતું-**ખીલ્યું.**

પવન સુગંધી ચકી પમરતું, મનહર શિતળ આંખે ઠરતું;
બદબો કાપી ગુલ તું હસતું, કરતું ખુશ મન તું.

મધુકરની પ્રીત નિત ચિત ધરતું;
રસિક લપટ દેતું ઘટ ઘટતું-**ખીલ્યું.**

* કળવાન માણસ, મરતાં સુધી મોટાઇ રાખે છે, તે વિષે.

# કુદરતનો બહાર.

કાનડો-તિલાણો-(ઝનનનનન વરસે)-રાગ.

મનહર તરૂવરપર ગાવે ગાન
સુંદર પ્રિય હલકે
મધુર કોયલ પોપટ પંખી-હરખી પલભર **મનહર૦**
રસિક ગાન મને મોદ પમાડે, ઉદાસ મનને
અજબ રમાડે;
સાની સાની સા-નીધ નીધપ ધપ
ધપમ પમ પમગ
મગ મગરે-સાની ધપ મગરેસા.
સારેસા-સારેગસા સાની ધપ મગરેસા
બુલ બુલ બોલે મધુર મૂખથી હરતાં ફરતાં
રમતાં જાય, હરખતાં ન્હાય, સરોવર
જળ થળમાં હળમળતાં કલબલતાં
કુદરત બહાર-અચરત સમાન—**મનહર૦**

# વન લીલા.

## મલ્હાર-ઠુમરી.

ઝુકે ઝુંડ ઘટા ઘટ વનમાં
બુલબુલ ઝુલી કરે કઠોર શોર-વિસરી જોર;
લટક લટક કૂદે જળ થળ-ઝું૦
ચકોર મોર કોયલડી ટહુકે,
વન વન મધુરા પ્રિય હલકે
સુંદર હરણાં સિંહ શિયાળ ભમે
વન વન પળ પળ- ઝું૦

# ફુવારો.

## બિહાગ-(અનુભવવું આપણે)-રાગ.

મધુવનના રંગમાં.
સનનન ઉડી જળ છાંટું ગગનમાં-વન૦
સુરજ કીરણમાં મળીને ચમકું,
છાંટ રૂપેરી ફુવારે ઝબકું;
મનહર ગુલ ફુલ સંગમાં-મધુવન૦
ચોગરદમ શિતળતા આપું, લિલોતરી વેલા બહુ થાપું;
ગરમી હું નમી નમીને કાપું, ઉડતાં રંગમાં-સનનન-મધુ

# વસંતઋતુ.

## ગરબો (રઘુપતિરામ હૃદયમાં રે'જો રે) રાગ.

ખીલી શી વસંત વિવિધિ વિલાસીરે,
રહ્યાં મનહર પુષ્પો પ્રકાશી—ખીલી૦

ઉગ્યાં કમળ નિર્મળ જળમાંહેરે,
ચાલે શિતળ પવન પ્રવાહેરે;
કરે ગુંજાર ભમરા સુવાસે—ખીલી૦

લીલા વનમાં કેસુડાં છે રાતાંરે,
નવ પલ્લવે ઝાડો સોહાંતાંરે;
પંખી મધુરા સરોદે શાં ગાતાં!—ખીલી૦

ઋતુ મનને રિઝાવે રસાળીરે,
સાયંકાળની લહેર પ્રસારીરે;
રંગ ગગનનો ભારી સુધારી—ખીલી૦

જાઇ જુઇને મોગરા ઓપેરે,
કળી ચૂંટયા માળીઓ લોભેરે;
કવિ કવિતા સુગંધીને સોંપે—ખીલી૦



# કુંજ-વનમાં પ્રભાત.

**પીલુ-ગરબી-(પ્રીતમ પ્રાણાધાર છો) રાગ**

આ કુંજનો સરસ દેખાવ જો, વા'રે વા'રે
આ કુદરતી રંગનો ભાવ જો, વા'રે વા'રે-ટેક

મોતી સમી છાંટ નીરની છવાઇ
લીલી ભૂમીનો સમાવ જો. વા'રે વારે-આ

કંઇ ચંદર છુપો રહ્યો, કંઇ અંધારૂં ઘોર;
તારા તો નાશી ગયા, મચ્યો સૂર્યનો શોર.
દિશા મધુરી દિસે છે જગતની;
કુદરતનો સહુ લ્હાવ લો. બ્હારે બ્હારે-આ

કિલ કિલ પંખી સહુ મળી કરતાં શોર બકોર;
ચારો લેવા સૌ પળે, સંભાળી ઘર ભોર.
સુંદર લીલા રસીલી જણાયે;
આનંદ તો વરસાવજો. વારે વારે-આ

# વસંતનો બહાર.

ગરબો-પહાડી-(ગાજે ગગન ઘરરર) મિશ્ર રાગ.

ખીલ્યો ખીલ્યો વસંત જો, બોલે કોયલીઓ
રીઝે મોરલીઓ, રંગમાં;
હરખી અંગમાં, સરખી સંગમાં;
આવો આવો સાહેલીઓ, ઝાલી હાથેળિઓ
તાલી લઇ ચાલજો ઉમંગમાં-ટેક૦
ખીલ્યાં આંબા મોગરો, ચંપા ને ચંબેલ;
કળિઓ ખીલી ગુલાબની—
રૂડી લાગેરે બાગે આવે ભમર ભેટવારે
બાળા બેહલાવે મધુરાં બુલબુલ સંગ;
રંગ જમાવે રસીલા રાગમાં રે,
રસીલી આ ગુલઝાર, શોભે સાંજ ને રૂડી સવાર;
આપે આનંદ અપરંપાર-ખીલી૦
નવરંગી નવ પલ્લવે, તરૂવર સજે શણગાર;
સુંદર ફુલવાડી ખીલી પહેરી ફુલના હાર.
મનહર પંખીનાં ગીત, ચિત્ત લોભાવેરે;
સહુ સખિઓ કેરી પ્રીત, નિત હરખાવે રે-ખીલ્યો૦

## પવન.

### સારંગ-(એ રંગી!) રાગ.

એ ભુલકાંઓ જુવોની!-
સરસ સરસ ગુલ ફુલ તણો પમરતો મનહર
સુગંધીમય વાયુ તો-એ૦
રમે છે નિત સંગ રંગ રાગમાં, પણ તમને નવ કંઇ જણાયે
મન ગમતો હું નિર્મળ વાયુ;
તમ પમરો સૌ હસી રમી સઘળાંઓ-એ૦

## ફુલ ચુંટતી છોકરી.?

### સારંગ-(કલિયાં ચ.કે નકનક) રાગ.

મધુરી સુંદર ખીલતી કળિયો ગુલાબ ચંપક વેલ.
હરખ ધારી હરખાવે માળી-
..રી સીંચી વેલી પેલી કળીને;
બહેલાવે ખુશ કરીને-ઉધરાવે જળ ભરીને,
પળપળ મનહર-વિવેકી ભુલકી, સુગંધ હરતી.
ગુલાબ ચુંટતી-મધુરી.

# આથમતો સૂરજ.

## આશાવરી.

સુંદર સમી સાંજ સોહાયે, સુખકારી,
રવિમંદ કીરણની માંયે, હરિયાળી;
પર્વતપર છાંટ છવાયે, ખુશકારી.
નમતો રમતો દીનકર જાયે, પ્રભાતમાં મળવા હરખાયે
અમન! ચમન!
કલહંસ તળાવકિનારો, તજી જાયે,
જઇ કુંજ વિષે ચરે ચારો, સુખ દાયે;
ચમકે પિંછાનો ભારો, કીરણાંયે,
રંગે રાતો મદમાં માંતો-કીરમજી રંગે બહુ સોહાયે.
સૂર્ય કીરણ દોડે, જવાને,-સૂર્ય૦
રક્ષણ કરીને માલ પાકનું;
સરદી અદકી સઘળી તોડે-સૂર્ય૦
પંખી ચારો લઇ ઘર પળતાં, ઝાલરના સુંદર રવ ભળતા
ગાયો, વાછરડાંને મળતાં, આનંદે બોલે-
પવન મધુરો વાય ધીમેથી.
ગગને ચમકે તારા જોડે સૂર્ય૦

# કુદરતી ચંદની!

## ખમાચ ઠુમરી.

સુરત શશિ શોભિત આ રજની? જામી,
રંગિત ચંદનીની-ટેક૦

રૂપેરી રંગમાં રેલી, જગ જગ ફેલી રે,
ઝળહળ જ્યોત પ્રકાશિત પૂરી;
પ્રભુના ગુણ ગા સજની-સુરત૦

સહુ આનંદમાં મ્હાલે, દુઃખને વિસારે રે;
આળ પંપાળ તજી, રમ બ્હેની;
સૂખ ચંદનીનું સજ'ની-સુરત૦

—•••—

# ચંદ્રરજનીની સાંજ.

## પીલુ ગરબી.

સજની શોભતી શી સુંદર શોભા સાંજનીરે.
ખીલી કુદરતની રચના શી અપરંપાર;
દીપે ત્હાર આ ગુલઝાર ઉત્તમ આજનીરે-ટેક૦

સોનેરી સૂરજ ધીમે, પર્વત પાછળ જાય;
કુદરત રંગ નિહાળતો, નમતો સિંધુ સમાય.
ભરતીનાં રૂપેરી નીર મોજે ઉડતાં રે;
કૂદે માંછલાં કિરણુને મળવા કાજ-દીપે-સજની૦

શિતળમંદ પવન વહે, મ્હેકે ફુલ સુગંધ;
પંખી ચારો લઇ પળે, પંથી છોડે પંથ.
તારા ચાંદની જેવા ઝબૂકે આભમાં રે;
જાણે બાળકોને તેડે રમવા પાસ-દીપે-સજની૦

# ચંદની.

## જંગલો-ગરબી.

ચળકતી ચપળ પુનમ ચંદની રે
ખીલી રસિક રજની સજની રંગ વિરંગની-**ટેક**
રૂપેરી છાંયડી શી જગતમાં છવાઇ;
મધુર પંખી જન પશુ સુખ કંદનીરે.-**ખીલી**૦
ધનનનનન ગરજે સિંધુ, ઉછળતો લ્હેકાતો;
હરખતી તળાવની કુમુદિનીરે- **ખીલી**૦

---

## જીલ્લા-(પુનમ ચાંદની) રાગ.

સુંદર ચાંદની ખીલી૦ પુનેમનીરે
જાણે રૂપેરી રોશની છવાઇ, ચાલો રમિએ
સંગાથે સહિયર આપણે રે-**ટેક**
તારા સૌ ન્યારા થયા વાદળ ગયું વિખરાઇ;
રૂપેરી નભ રાચતું, આનંદે મલકાઇ
તરૂવર સુંદર પંખિઓરે લોલ.
સૂતાં આનંદ ધરી સેજરે-**તરૂવર**
ખીલી ખીલી કુમુદિની સંગરે ચાંદની રંગ ઘેલી;
દિસે રંગે સુશોભિત ઢંગરે, રાગને સંગ મેલી-**સુંદર**

# સવાર.

### ભૈરવી-(જાગો અલબેલી) રાગ.

જાગી દુનિયાં સૌ બહુરંગી વિચરી રાત સારી,
મરઘો બોલે કૂદે કાગ, કરી કા કા ડાળી-ટેક૦
નાસે ચોર, ચાલે શોર, ઉડે લોક ઉંઘ વિસારી,
સૂરજ કીરણુ ફેંકતો, ડૂબે તારા તેજ તો;
છોડે બાળક સેજ તો, ઉડે પંખી વેગ તો
પવન લ્હેકી, અખંડ મ્હેકે, ખીલતી કળિયો સુગંધવાળી;
મરઘો-જાગો૦

# દરિયાની લહેરો.

### પીલુ-(વાદળ ફાટવા) રાગ.

સાગરનાં જળ રંગ તરંગે,
ચંદ્ર કીરણુ ચમકે મળી સંગે-ટેક૦
મિત્ર નિહાળી કુદે મલકાયે, સિંધુ તરંગ ઉડી છલકાયે-૧
જેમ કુમુદિની પ્રફુલ્લિત થાયે, પ્રેમી ચકોર પ્રીતે હરખાયે-૨
એક બીજાં મન સ્નેહ સુધારે, તેમ ઉભયનાં મન તલપાયે.

# સખાવતની મીજમાની.

## પીલુ કહારવો.

એ'ની સુંદર મીજમાની, સાદી સખાવતતાની;
લે'ની ઝટ કદર પિછાણી-ટેક૦
છે જગકર્ત્તાની મહેમાની,
કંગાળ ધનાઢયે પરમાણી;
છે એક તરેહની નહિ વાની,
તનની મનની ધનની જાણી;
જગનાં જનને અનુકુળતાની,
સગવડ કરી આપી મનમાની;
કર ફરજ અદા સુખરૂપ માની,
નવ સુખ સખાવત સમ દાની!
કર સફળ સકળ જીંદગાની.
જન જ્ઞાની તજી નાદાની-એ'ની૦

# વસંતનો બહાર.

## કાફી-(માનુની માન ઉતારા) રાગ.

ખીલ્યો વસંત બહાર રસીલો વન ઉપવનશું. ટેક.

લાલ પીળાં લીલાં નવરંગી, ઝાડ ધરે શણગાર;
સુંદર શોભા શી વનડાની, રમણી ને રસદાર.
રસીલો-ખીલ્યો.

કોયલડી ટહુકા કરી ડાળે, હર્ષ જણાવે અપાર;
મધુવન ગાજે મંદ પવનથી, ફુલ ખીલ્યાં ગુલઝાર.
રસીલો-ખીલ્યો.

ચૈત્રે રસીલી ચાંદની ખીલી, તાપ તપે હદ બ્હાર;
લીલી ખીલી વનવાડી રસીલી, શિતળતાનો ન પાર.
રસીલો-ખીલ્યો.

# માયા.

જીલ્લા-(છે પ્રેમ અંધ) રાગ.

માયામાં મન મુઝાણું, સુખ સકળ જગતમાં જાણ્યું,
આશામાં વધુ અંજાણું, ખરૂં ખોટું નહિ પરમાણ્યું;
આ મારૂં તારૂં કરી જાણ્યું, ગણી અમર દેહ હરખાણું.
નથી નથી કંઇ જગમાં તારૂં,
તારૂં બધું જગ છે ન્યારૂં;
કરી લે અદા ફરજ માર્યું,
બસ એજ તારૂં મન માન્યું-માયા૦

# ફુલોની માવજત.*

જીલ્લા-(પોઢો પિયુજી પ્રાણ મારા)-રાગ.

ડોલે વસંતે ફુલડાળી,
સુંદર પાન સાથ-ઝુલાવે વાયુ હાથ;
કુદરતી પ્રેમી પ્રાણીઓ,
વિંટલાયે દીનરાત-સુગંધી લેતાં સાથ.
કોમળ અંગ ફુલડાનાં,
શી કરમાતાં વાર-રાખે ન જો સંભાળ;
માળી જતનમાં વિસરે તો,
નકી મરે અકાળ-હેતે સંભાળો બાળ.

* 'બાળકોને ઉછેરવા' વિષે.

# બાળબાગ.

**કાફી દાદરો (માજી બહુ દુઃખ દએ મને) રાગ.**

ખીલી ફુલવાડી રૂડી ગુલઝાર-રમણી ને સરદાર;
મનહર કળી ડોલતી ડાળે-ઝુકી ઝુકી હરવાર-**ખીલી.**
વેલી-માલતી-ગુલાબ મોગરાનો બ્હાર-બાળ-બાગ-સાર
પવન શિતળ વાય ખુશકાર-લપટદાર-લ્હેજતદાર વીણુ
સુમાર-
ઉડે અતી મનહર અપાર-સુવનમોઝાર-પળપળવાર ચિત્ત
હરનાર-
કિલકિલ પંખી કરે ઉચ્ચાર-ભમર કરે ગુંજાર-સુકમેનાં
સુરદાર-
રે ભજતાં શ્રીકીરતાર-રસિકવન મોઝાર-નમી નમી
હરવાર.
રંગ રાગમાં રમે સુપંખિઓ હજાર—**ખીલી.**

---

# ખીલતી કળી.

**આશાવરી-ટપ્પો.**

જો'ની ફુલ ખીલે છે!
પમરે છે વાયુએ મનહર વેલે.—**ટેક.**
બાગ માંહિ જો'ની-નવરંગ ફુલો;
માળી ખીલાવે તનમન અરપીને.
વાયુએ મનહર વેલે-**જો'ની.**

# ફુલદાનીનાં ફુલો.

## પીલુ-(પતિ વેચી દો મમતા) રાગ.

ખીલી ખીલીરે-સુંદર આ ફુલવાડી,
જુઓ ફુલ ફૂલની આ ઝાડી;
વ્હેલી વ્હેલી રે-આવો સહેલી ચાલી,
સહુ એક બીજા સંભાળી;
ઝુલે ફુલડાં ડાળી ડાળી રે,
ચુંટો કોમળ હાથે ઝાલીરે;
મુકો ફુલદાનીમાં જાલીરે.
ઉડે ઉડેરે-જેમ સુગંધી સારી
જાણે કુદરતની બલિહારી—૧
ગુંથો ગુંથોરે, તૂરો એ રઢિયાળી,
લાગે સૌ સજ્જનને વ્હાલી
લાવો લાવોરે-ગુંથણ સળી ગુણિયાળી
સહુ ગુંથિયે લઇ હરિયાળી.
મૂકો વચ્ચે ગુલાબ નિહાળીરે,
વેલી ગોઠવો ચોગમ પ્યારીરે;
બાંધો પ્રીતે છૂટે નહિ ડાળીરે,
આપો આપોરે સહુ સજ્જનને ન્યાળી
કારિગીરિ બાળકની સારી-

* ફુલના તોરા-હાર ગુંથવા વિષે ગુંથણ કળા.

# ફુલની કળી.*

કાલિંગડા (નવીન મધુ ચાખનાર)-રાગ

સુંદર શુભ રંગત ખીલી ફુલની કળી;
સંગત તણી લપટમાં ભલી લપટાયલી-સુંદર
કૌવચ તણી વાસ બૂરી,
મોગરે સુગંધી પૂરી,
દુર્જનોએ કીધી બૂરી
સજ્જનોએ દીધી નૂરી
ખસ ખસ-ને ગુલાબમાં સુગંધ શી ઠરી !-સુંદર

# રંગીન ચિત્ર.

આશાવરી-દાદરો.

નીતિ રંગને લઇને સૌ સુસંગે ફરો,
ચિત્ત ભીંતમાં સચિત્ર અંગ ચીતરો રે. **નીતિ.**
ભાત ભાતના વિચાર નીતિ રંગમાં ઉતાર;
સાચ પીંછીનો ચિતાર જાતમાં ધરો. **ચિત્ત.**
પ્રેમ નેમ ધર્મ એમ, ચિત્રમાં બતાવો જેમ
પ્રીત મૂર્તિ પ્રેમદાની, પ્રાણ આદરો. **ચિત્ત.**

* 'સુસંગત' વિષે.

# વન-લીલા.

## દેશ-(જપતી પ્રીતમની જપ માળ)-રાગ.

રમણીય ઉપવન આ ગુલઝાર, સુંદર શોભિત રંગે,
અંગે નવરંગે સોહે, પટકૂળ વન કેરાં;
વિધવિધ વૃક્ષનાં નવપલ્લવ સંગે (૨)-**રમણીય**

ખાટાં-મીઠાં ને તૂરાં-કડવાં, કોઇ જણાય;
કોઇ સુંવાળાં સામટાં, કાંટાળાં કોઇ થાય.
બહુ રંગી આગે બનીયાં-અગણીત ગુણ ઢંગે;
કુદરત અચરત બતલાવે દર રંગે (૨)-**રમણીય**

એક ઝાડમાં બે ફળો તેમાંયે રસ ભેદ;
મીઠું ને કડવું મળે-એ પણ એકજ ખેદ
ફુલવાડી કેરી કળિયો-મીઠી કડવી જો;
આપે ફુલ સુગંધી હરપળ અંગે (૨)-**રમણીય**

# રંગીન દોરીની જાળી.

**ઝુલ્લા. (સુરત ભૂવન શૃંગાર) રાગ.**

ગુંથો ગુંથણી બાળ, બાળબાગના બ્હારમાં;
બાર બાર તૈયાર, બાળક આવો હારમાં.

મનહર રાસ રમો મન ખાસ ગમો, કર મધુર રાસ ધરીરે;
અરસ પરસ બસ સરસ સરસ ગીત ગાઓ સાથ ફરીરે.
રંગીન સંગીન દોર જોરથી પકડો સર્વે સાથ;
તાલ વ્હાલથી આપ માપથી, ક્રીડિતક ધીનિકટ હાથ.
**મનહર.;**

ચાર ચોકડી ભાત દાખવો, રંગીન સંગીન રંગ
ઉલટ પુલટ ફરતાં હરતાં, છોડો આ રંગ ઉમંગ.
**મનહર.**

## સુખ-હીન.

### ભૈરવી.

દીન સુખમાં રહેજે જાય! નીતિ સજે ઘરમાં-બ્હેની.
વાદ વિવેકી શેખી ન દેખી, વિદ્યાના ભરમાં-બ્હેની.
તારી ન મારી કોઇની ન નિંદા, કામ સદા કરમાં-બ્હેની.

## સાસરવાસ.

### ઝિંઝોટી.

સખી સાસરે જઇને.
સદ્‌ગુણ શુભ વરતાવજે-સખી૦

સજની તું શિયળ સાચું સંભાળી,
પતિ પ્રતિ નરમ નજરે નિહાળી;
ઘરે થજે બાગંનો માળી,
સેવા ન ચૂકીશ સ્વામિની-સખી૦

વળી સાસુ નણંદ હોય જે તારાં,
પાજે પ્રિતિ વચન પાણી તું પ્યારા;
સુખે થશે સૌ સખી તારાં.
સંપે રહી સુખ માણજે-સખી૦

# છોડિયોને ઉપદેશ.

## ગરબી (ગુરૂ ગોવિંદ) રાગ

સુણ સજની તું ચતૂર સુજાણ, સુંદરી શાણીરે,
મારી સાચી શીખામણ માન, વાત પ્રમાણીરે-ટેક૦
નીતિ બોધનો ગરબો ઉતાર. અંતર આણીરે;
રૂડાં નીતિ ધરમ તું વિચાર, ગુણિયલ જ્ઞાનીરે-૧
જાણી સંસારનો સહુ સાર, ઘરબારી થા'નીરે;
રૂડો રાખજે તું કારભાર, વહેવાર જાણીરે-૨
સાસુ-સસરાનો બોલ ઉપાડ, નણદી જે ન્હાનીરે;
તારા નાથની સેવા સ્વિકાર, પ્રેમ પિછાણીરે-૩
પ્રેમની પોથી તું વાંચી સુજાણી,
સુખ દુખની સાથી થઇ રહે દાની;
ભવપાર તરશે સદાની, સુંદરી સાચી ગવાણી.

# સાસરે જનારી બાળાને ઉપદેશ.

## ગુરૂ ગોવિંદના મહિના ર.ગ.

અહિંથી જઇ સાસરિયે વ્હેન, સહિયર શાણીરે,
સેવા કરજે વડીલની એન, તું મન માનીરે;
કોપે જો કદી તારા કંથ, બોધક જાણીરે,
સામો કરીશ ન ક્રોધે તંત, રીસ ઉર આણીરે.
તારા નોકર ચાકર સાથ, રે'જે પ્રમાણીરે,
રાખજે માયા મમતા અગાધ, બાંધવ જાણીરે;
મળે વ્હેન સુભાગ્યનો સાજ, વિનયે વદ વાણીરે,
નવ કરીશ તું જરીક મિજાજ, સુંદરી શાણીરે.
જે જે જુવતિયો વર્તે આમ, પી સાચ પાણીરે;
તે તો પામે સુપ્રમદાનું નામ, જગમાં વખાણીરે.

# સતી સૌંદર્ય.

ખમાચ-(કયસી શોભા ચંદ્રવદનકી)-રાગ.

સુંદરી શોભે ન સ્વામી વિનાની
સુંદરતા શશિ રૂપ સમાણી-ટેક.

હોય પિતા ધનવાન જગતનો-
તો પણ રંક પતિ ઘર રાણી.-સુંદરી.

હોય સતી છતાં પિયરે રહેજો,
તો જગનાં જન મુખ હિણાણી.-સુંદરી.

સ્વર્ગતણું સુખ સ્વામી ગણ્યું છે,
સ્નેહ સુખાણ પતિ લહો માની-સુંદરી.

# કેળવણીનો દેશ.

દેશ-(હમસે ન બોલનાં) રાગ.

સુંદર દેશ દીઠો ગુલજાર
જ્યાં મન ગમતા રંગ અપાર-ટેક૦

વસંતઋતુ હરદમ જ્યાં છે,
ગુલાબ વીણ કાંટાલું ત્યાં છે;
આનંદનાં જળ જ્યાં વહેતાં,
વહે પવન સુગંધીદાર-સુંદર૦

ફુલડાં જ્યાં નહિ કદિ કરમાતાં,
અસંખ્ય જીવડાં ત્યાં સુખી થાતાં;
મન ગમતાં ગીત જ્યાં નિત ગાતાં,
રંગીન ને રસદાર-સુંદર૦

એ પ્રદેશ તે છે કયો,
જ્યાં બસ હરદમ મોજ;
'કેળવણી'નો દેશ એ,
જ્યાં આનંદ જ રોજ-સુંદર૦

# મુલ્તવી રાખવાનાં માઠાં ફળ.

**ભેરવી**

નહિ કાલપર રાખો—કદી,
નહિ કાલપર રાખો
જે બનતું હોય આજ તો. **નહિ**
માઠાં ફળ મુલ્તવી રહ્યાનાં,
તો નુકશાનજ કાં સાંખો?
ભજશું જગ કિરતારને કાલે,
ખબર નથી પણ કાં ભાખો? **જો-નહિ**
જગત જગમની સજીંદગીનાં,
બહુ કામ છે કરવાનાં;
કરશું કાલે સહુ સમજથી,
નહિ ભરૂસો કંઇ રાખો **જો-નહિ**

# ઘરનું સૂખ.

### જંગલો.

પ્રીતી વતનની અપાર-સજનો-સાચું માનજો-ટેક.
મોજ મજા બ્હાર, બહુ સુખ મળશે;
ઘરવિણ ચેન ન લગાર. સજનો૦
વિવિધ ભોજન જમો પ્રીતે બીજે જો
ઘર લુખું પણ લાગે પ્યાર. સજનો૦
પરદેશમાં હોય મહેલ ઝરૂખા;
ઘર ઝુંપડી પણ સાર. સજનો૦

# દયા.

### ભૈરવી.

દેય સદા દયાળુ દયા દાન!
સજીશાન, તજીમાન ભજી ભાન ધરી ધ્યાન-દે
કોઇ અપંગ બિચારો થઇ કંગાળ જો માગે,
દયા તજી હડધૂત કરી કોણ ભાઇ ભાગે!
રહિ ભરાઇને રાગે-આપે દીનને અથાગે;
જાય ગરીબની દાદે-સુખ નિશદીન સાંધે-સજી-દે

# ગાયન.

## ખમાચ ધ્રુપદ (બંસી ધૂનસે) રાગ.

રંગી ? સંગીન રસાળ ગાય ગા મનમોહક
ઉતરચડત મધુર સુરઅલાપ, સંગીન પ્રમાણ-રંગી૦
તાલ માપ સરગમ કેરી ધૂન,
સુણાવ હરદમ વીણા સૂર શ્યામરંગ;
રસિક ગાન-રંગી૦

## જીલ્લા-(નાટક દુનિયાનું દર્પણ) રાગ.

ગાયન જંજાળી જીંદગીનું સુખ સાધન જગ જાણ્યું;
કુદરતની બક્ષિસ અનુપમમાં મુખ્ય ગણ્યું ગાણું-ગા૦
રંજન કરી રંજ હરે દિલડાનું મંજન મન માન્યું;
પશુ પંખી પ્રાણી જનને, બસ ઉત્તમ જમવાનું-ગા૦
સુખ સાધન તન ખીલવાનું,
સુક મેના બુલબુલ આનું;
નિત રટણ કરે મન માન્યું,
મુઝાયેલ મનડાંને ધિરજ દેનારૂં ગાણું. ગા૦

# જનને ઉપદેશ.

## ઝિંઝોટી-(જલ ભરન જાત) રાગ.

જન ઝટ જો તું જગત નિહાળી,
જીંદગી લાગશે ભારી અકારી-ટેક૦
જ્યારે અનુભવે પુખ્ત થશે તું,
જ્યારે લહેશે વિપદ વિદારી-જન૦
કરીશ અદા તું કરજ સદાનું
જ્યારે શીખે, શું છે ફર્જ તારી;
ત્યારે તું સહેજે જાણીશ કે છે,
જીંદગી આ દુનિયામાં દગારી.-જન૦

---

# મનને ઉપદેશ.

## જીલ્લા-(શમારે પનીયાંકો ગઇ) રાગ.

મન રે મૂર્ખ ના બન તું તલભાર,
ચપળ ચિત્તથી વિચાર-મન રે૦
ઘડિયે ગગનેમાં, ઘડિયે ભૂમિમાં;
કાં ફરતું બહુ વાર-મન રે૦
લોભી વિચારો બહુ બહુ આવે;
પરહરી લે સુખ સાર-મનરે૦

# ઈશ્વર સ્તૂતિ.

## કાફી-સરગમ.

સકળ જગતનો તું સરજનાર;
અકળ ગતી છે તારી, ન્યારી-સરજન હાર-
કદી નવ પામે મુનિ પાર
ભગત ઉગારનાર-જગત ઉધારનાર-સકળ
જગપતિ પ્યારા-તારા ગુણ ગણાય ના-
વિજય સ્થળ માંહે.
રમતાં ભમતાં હરતાં ફરતાં ડરતાં સ્મરતાં
પ્રભુજી તું કળતાં
ભજું તને, નિશદિને, તનમને, નીરધને, કે
સધને નિરજને, કે સદને-ફીરતાર-સકળ

# શ્રીમહારાણીજીનો જય !

## અંગ્રેજી.

વિકટોરિયા જીવો ઘણું જે છે હિંદ હિતકારી,
કિર્તી તારી દુનિયામાં ચડતી થાજો બહુ ભારી;
સુખિરાજ આ શુભ તાજ તૂજ સમાજ સૌ સુખમાં વસો,
બક્ષો વધુ આનંદ એવું માગીએ જગવાળીને

તું સદાય પર ઉપકારી છે,
તું ગરીબની ગુણકારી છે;
તું રૈયતની હિતકારી છે,
તું દુનિયામાં યશવાળી છે.

તું અચલ્લ અમલકર–સંકળ સુખદધર,
અગણિત ગુણભર જગ જનમાં.
પ્યારી પ્રજાપર પ્રીતધરી સુખ શાન્તિ લહે,
તું જય ! આમીન !

God save the queen.

# કેળવણી અને ઉપકાર.

## ભેરવી (કોઇ રખકી) રાગ.

ઉપકાર અમૂલક આજ થયો,
સજ્જન દર્શનનો લાભ લહ્યો:
આનંદિત રંગ ન જાય કહ્યો,
સુખ સાગર મન ઉભરાઇ વહ્યો–ઉપકાર૦
ફળ મહેનતનું દઇ ખંગ વળ્યો;
સત કેળવણીનો ઢંગ કળ્યો;
સહુ સજ્જનનો સતસંગ મળ્યો,
શુભજ્ઞાન તણો રસ અંગ ઢળ્યો;
સુખ છેવટમાં ઉછરંગ ભળ્યો.
સહુ આપ પધાર્યે રંગ રહ્યો–ઉપકાર૦
આજ કાજ અહીં સકળ સફળ થયું
સાર સાર લઇ સાથ કરી સતજન–આજ૦
સકળ સભાજન શ્રમ વેઠંતાં
હૈયું અમારૂં ઉપકારી કર્યું સતજન–આજ૦
બદલો તે શું આપીએ અમ બાળક અજ્ઞાન;
પ્રભુ કને એ યાચિયે ‘પામો જગમાં માન’
સારાં કામ કરો સદા, ધરી હૈયામાં હામ;
નામ રેહે જગમાં ભલું, રહો સદા સુખધામ–ઉપકાર૦

'દેલવાડાકર' સીરિઝ.

# હરબાર્ટિયન રૂઢીના આધારે.

| | કિંમત. રૂ. આ. પૈ. |
|---|---|
| કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધતિ ... ... | ૦– ૪– ૦ |
| કિન્ડરગાર્ટન અથવા બાળ શિક્ષણ. 'મૂળભાગ' | ૦– ૨– ૦ |
| કિન્ડરગાર્ટન અથવા બાળ શિક્ષણ... ... ભાગ ૧ થી ૩ ... ... ... ... | ૦–૧૨– ૦ |
| બાળ કસરત અથવા અંગ બળ ... ... | ૦– ૨– ૦ |
| બાળ ઉદ્યોગ અથવા શિશુશિક્ષણ... ... | ૦– ૪– ૦ |
| બાળ કહાણિયો ... ... ... ... | ૦– ૨– ૦ |
| બાળ બાગ–ભાગ ૧ ... ... ... ... | ૦– ૪– ૦ |
| બાળ બાગ–ભાગ ૨ ... ... ... ... | ૦– ૪– ૦ |
| કિન્ડરગાર્ટન પાઠમાળા ભાગ–૧ ... ... | ૦– ૨– ૦ |
| " " ભાગ–૨ ... ... | ૦– ૪– ૦ |
| " " ભાગ ૩ ... ... | ૦– ૪– ૦ |
| બાળકોની રંગભૂમી ... ... ... ... | ૦ ૨– ૦ |
| કાઠિયાવાડની સં. ભૂગોળ (કવિતામાં) ... | ૦– ૨– ૦ |
| મુંબઇ ઇલાકાની સં. " " ... | ૦– ૨– ૦ |
| બાળ શિક્ષણ ગરબાવળી ... ... ... | ૦ ૪– ૦ |
| સ્ત્રી કેળવણી ... .. ... ... ... | ૦– ૨– ૦ |

રચનાર–ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર

ઠેકાણું–એન. એમ. કું. કાલબાદેવી–મુંબઇ.